શ્રી

# પવિત્ર લીલાવતી.
# નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ

---


રચનાર

**અધ્યાપક. કેશવલાલ શીવરામ—અમદાવાદ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**અધ્યાપક મોહનલાલ કેશવલાલ**

તથા

**અધ્યાપક જયંતીલાલ કેશવલાલ.**

અમદાવાદ.


---


આવૃત્તિ ૧૯ મી પ્રત ૫૭૦૦

---

અમદાવાદ—શાહપુર નવી પોળમાં આવેલા "શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાલય" માં પટેલ કાળાભાઈ દલપતરામે છાપી.

સંવત ૧૯૭૫ માઘ સને ૧૯૧૯. ફેબ્રુઆરી

કિં ૦-૩-૦ ત્રણ આના

શ્રી

# પવિત્ર લીલાવતી.

# નાટકનાં ગાયનો.

શ્રીમન્ત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ


રચનાર
અધ્યાપક. કેશવલાલ શીવરામ—અમદાવાદ.
છપાવી પ્રસિદ્ધ કરનાર.
અધ્યાપક મોહનલાલ કેશવલાલ
તથા
અધ્યાપક જયંતીલાલ કેશવલાલ.
અમદાવાદ.



આવૃત્તિ ૧૯ મી　　　　પ્રત ૫૦૦૦

અમદાવાદ—શાહપુર નરી પોળમાં આવેલા "શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાલય" માં પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપી.

સંવત ૧૯૭૫ માઘ.　　　　સને ૧૯૧૯. ફેબ્રુઆરી

કિં. ૦—૩—૦ ત્રણ આના

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# શ્રી પવિત્ર લીલાવતી નાટકના ગાયનો.

## મંગળાચરણ.

નટી— ૧

ૐ હ્રીં શ્રીં શંખેશ્વર સ્વામી, છો અજર અમર અંતરયામી ૐ.
પાવન થઉં પદ પંકજ પામી, નિત નમન કરૂં નિર્મળ નામી,
અમર નિકર ભૂચર ખેચર, નરત કરત, હરખ ધરત,
અરજ સરત, તરત વરત જય જય જય, ૐ—
શિવસુત કેશવ કૃત ગુણગ્રામી, જે પવિત્ર લીલાવતી જગ જામી
વેશ્યાનું વ્યસન, તજવું તદન, પંડિત પસન શિયળ રસન;
સજન સજવું નાટક ભજવું જય જય જય—ૐ.

આનંદી— ૨

લીલાવતી સમ પ્રિય પતિને તું, રતીમતિથી વશ કર્યને,
નાટકની તું નિપુણ નાયકા, કર્ય નાયક નટવરને;
રમ્ય જયજયરને વિજય ધ્વજા કર ધરને.

( નેપથ્યમાં )— ૩

આમ કામ સેના તું, વિરહાનળથી વ્યાકુળ થઇ વાઃ;
નટી—આ વાણી વેશ્યાની, જાણી અહીંથી શિઘ્ર જવું આઃ

# અંક પહેલો.

કપટકળા— ૪

અનંગ રંગને પુચ્છે.

વિરહાનળથી વ્યાકુળ થઇ વદતી વ્યંગ રંગને પુચ્છે—

ખાનપાન ગુણુગાન સ્નાનનું ભાન નહી મન ભંગ;
કીઆ લાલ ઉપર લલચાણી, આળસ મરડે અંગ—રંગને.

કામસેના—જાણી તને અજાણી સ્યાણી પુછે પ્રેમ પ્રસંગ;
મતિ ફવળી મેળવ મન મોહન..........................

કપટકળા—....................આ તન તંબુ તંગ—રંગને.

કપટકળા— ૫

અરરર આવ્યો જબર જવર આજ.

કામસેના—તે બોલાવી લાવી ? વાલમ વૈદરાજ—અરરર—

કપટ—પટ તપાસી નાડી,પ્રેમ પેટી ઉઘાડી જડીસુંઘાડી જીવાડેજસ કાજ
સ્નેહ કુસુમ મકરંદ લગાડી, ઠંડક પમાડી રમાડે રસરાજ. અરરર

કામસેના— ૬

મદન પડયો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન૦—

મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ કયાંઇરે—મદન—
કોક વિચીક્ષણુ વિણુ વિહ્વળ હું, તુજ મન ગાંડી ગણાઇરે મદન—
જો સ્વપ્ને સંજોગ બને તો, પોઢુ પલંગ પુલ છાઇરે—મદન—
નિંદ્રાપણુ પ્રિયવીણુ નવ આવે, કાળજડામાં થાય કાંઇ કાંઇરે—મદન

કપટકળા—બળાપો ન કર બાળારે, (૨) વિચારી કાંઇરે—બળાપો—

બધરીત અબિકાને આ કરવું એમાં છે આપણી કમાઇરે—બળાપો

કામ—જોબનપુર તણાંઈ જવાની, સ્વારથ સમજ સગાઇરે—મદન—

સુમાત— ૭

સુણુ સજ્જન સંધ્યા સમય સેંલને સાર,

ફરવા આવ્યા ફૂંકણ, જવું કયાં ધાર્યું,

સ્વાર્થદત્ત—અવલોકો ઉંચું આમ અપ્સરા આ છે,
ચિત લોહાકરશણુ કરે ચમક ચતુરા છે,

સુમતિ—આ ચમક પુતળી, લોહ પુરૂષને ખીંચે;

સ્વાર્થદત્ત—દ્રષ્ટી અમૃતથી સ્નેહ બીજને સીચે;

સુમતિ—એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં,
ફળ ગૃહણુ કરણુ ઉત્સુક થયો આ કરમાં;

કામસેના— ૮

ઓ સાહેલી, ચાલ્યા પેલા અલબેલા તું મુજને મેળવ, એ વાલમ વ્હેલા;
મુખને મટકે લોચન લટકે, ચતુર વિચક્ષણુ ચાળે ચટકે;
શું એ સટકે કેમ ન અટકે રમક ઝમક ઠમક. ઓ૦

કપટકળા—ગણિકા થઈને થા નકી ઘેલી, મન મોહનની વાતો મેલી;
પૈસાને સંઘર તું પહેલી, ચડપ ઝડપ સડપતું

કપટકળા— ૯
આ શું આંસું કે ચોમાસું, આવ્યું આંખમાં;
આલી આ ચાલી ખાલી નીઃસાસા નાખમાં;
પર નર ખરનું જર જીવન હું, હરણુ કરણુ હુશિયાર;
વાનર સમ મેં કંઈક નચાવ્યા, નરવરને નિરધાર. આશું૦
મમ અકલ આગળ પાગળ એ, આમ કરૂં આધીન;
આપ ખાસડાં હુકમ ઉઠાવે, દાસ થઈ નિસદિન; આશું૦

કામ—ખર કે વાનર સમ નહિ, એ નર કામ કુંવર અવતાર;
તું પાગલ નહી નકી પાગલ, એ અહીં નકી પગ ધરનાર;
આવું અણુઘટતું મુજ આગળ ભુંડી ભાખમાં.

કપટ—વિષય વિષ મય મધુર વચનથી લલચાવું એ લાલ;
પોપટ સમ પટ પકડી પુરૂ, કપટ પાંજરે હાલ. આશું૦

કપટકળા— ૧૦

ઓ અલબેલા આવો, આવો, આવોને પ્યારા લાલ;
તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે તલસેછે તમને એ. ઓ૦
આપના નામનો જાપ જપે, સ્મર તાપ તપે તન આતુર આલી;
પ્રાણુની હાણુ સુજાણુ થશે, અડી પાણી છંવાડીએ ચાતુર ચાલી;
કામ છે કામ ભરો ડગ આમ, સુકામની વાડી આ ફક્કડ ફાલી;
અમૃત કયારી નાજુક નારી, નીરખી હરખો નાથ;
શેઠ સ્વીકારી કરો તમારી, સુખી થશો તે સાથ.
અવધારીને અરજ અમારી, ઓ અલબેલા—

સુમતિ— ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે;
તીરછાં નયન કરે તન તાણે, પ્રિય ચિત્તવૃતિ કેદ પડીરે. પ્રેમ.
આ ગણિકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહી ગોખ ખડીરે. પ્રેમ.
સત્ય શિયળ નિતિ સંહારણુ, મદન ફોજ ચોતરફ ચઢીરે. પ્રેમ.

કપટકળા— ૧૨

મુકી રકઝક રમણુ રસિલા, છાના માના છેલ છબીલા;
લાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી.
આપ કરો ઉપગાર ઉગારી, અમૃત છાંટો અંગમાં;

કામસેના— ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુકું નહી આ પાઘડી;
મદન રીપુ મરદી મન મોહન, સુંદર તન આપો આલીંગન
ચતુર પરસ્પર લઇએ ચુમ્બન— આવો.
વિરહ પિડા હવે નાથ નિવારો;
કપટ—સફળ કરો સંસાર તમારો,

કામ—મુકીને ઝટપટ આપ પધારો. આવો.

કપટ—ઠાલી માલી આ ચાલી તને હું શું નડી.

કામસેના— ૧૪

મારો પાવન કરીયો પલંગ પ્યારા પ્રાણનાથ પધારી;
રમ્યા રસિકાથી રંગ, વિરહ દુઃખ નાથ નિવારી.
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામીનાથ સ્વીકારી.

શરદઋતુ સોહામણી, પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદ પવનની લેહેરમાં, વહાલા વિલશો છો વિવિધ વિલાસ. પ્યા.

અંતઃપુરમાં એકલા છાના રાખું છેલ;
કપટ—આ રતીને રતીપતી તમે, રમી રસિક કરો રંગરેલ;
કામ—તન મન ધન અર્પણ કરી, રંજન થઈ દિન રાત;
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ ભ્રાત તાત. પ્યા.

સુમતિવિલાસ— ૧૫

પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી,
ગાલ ગુલાબીએ બીંદુ બીરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા.
કનક કળસ કુચ કંચુકી કસીઆ, સ્પર્શ સદા સુખકારી, પ્રિયા.
નિરૂપમ નારી તને નીરમાવી, ઉર્વશી ગર્વ ઉતારી. પ્રિયા.
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સ્વજન સંબંધ વિસારી. પ્રિયા.

સુમતિવિલાસ— ૧૬

ઘેલી કેમ કરે છે ઘેલાઇ, ચુકી મુકી તારી ચતુરાઇ, શું મુંઝાઇ ઘેલી.

કામ—સ્નેહ શસ્ત્રે વિંધાઇ, ચિત ચોરથી ચુંથાઈ;
લ્હાઇ લ્હુંઇને લુંટાઇ, મુઓ મદન કરે કહાઇ;

સુમ—રસીલી રસીલી જાય શું રડાઇ, છાનીરે છાનીરે આ નથી કમાઇ.

કામ—ગેરૂ સમજી રિસાઇ હજુ જાણો જુદાઇ,
ઝેર પઇસાનું પાઇ કરો વ્હાલ ત્યાં ચડાઈ;

સુમ-મુકીદે મુકીદે આવી મુરખાઇ આવુંછું આવુંછું લડીશમાં લડાઇ મેલી
જોઇતો— ૧૭

ભાઇ પટારો કેમ ઉઘાડયો, જોઉ કુંચી બેસારી કેઇ;
સાહેબ બાપા બહાર ગયા છે, શું ગુંજામાં ઘાલ્યું લેઇ;
બધું ઘરેણું કયાં લઇ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ.

સુ—ચબાવલા તું ચડી ગયો છે, પરની તારે શી પંચાત;
બસબસ તારે નહી બોલવું, હમણાં પાછળ પડશે લાત.
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આવ્યા રાંડના હવે અડાવા, બંદાતો ચાલ્યા આ બહાર.

કામસેના— ૧૮

વાલમ આવેરે, (૨) આલી જાને આ આનંદ કંદ નંદ નંદ.
મંદ મંદ હસી હસાવેરે—વાલમ.
ચંદ્ર વદન મદન મોહન નમન નિજ નચાવે;
ચતુર ચીત ચળાવે, ઇશ્ક ઔષધી લગાવે;
તાપ સઉ સમાવે, ભેટુ ભાવેરે—વાલમ.

કામ— ૧૯

છબીલા પતિ છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી.

સુ—જરાવાર જઇ હાલ આવું અહીં, અધીરી ના થા સત્ય બોલું સહી
ઘડી એક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત વેપારમાં ચોટતું.

કામ—મને પ્રેમ ઓછો દિસે છે પતિ, બીજી કોઇએ શું બગાડી મતી.

સુમતિ—અરે વહાલી તું આમ આ શું વદી....................

કામ—..............................પધારો પલંગે જવાશે કદી.

સાહેબ—	૨૦

ધર્મ નીતી તજી પણ કદી, નહિ ધમકાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ;
સુંદરી કાંઇ નથી સુઝતુ. એ ટેક.
સંસારમાં સુત સુંદરી, છુટા મુકતાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંડી જાતાં વિશેક. સુ૦

સોંજ—નિંદાય છે નાત જાતમાં લુચ્ચો કહે એને લોક;
હલકો પડયો સગા વ્હાલામાં, વિવાહ કરશે શું ફોક—
સ્વામી હવે હું તે શું કરૂં.
જાણવું ને ગણવું ભુલી ગયો, અળગો મુકયો આચાર;
જાતો નથી જીન મંદીરે, વળી તજીઓ વહેવાર—સ્વામી૦

બાલભા—	૨૧

આમ વાંક વગર વિરા મારે છે શું,
સોંજ—કાંઇ તારે વશ પડી નથી ધારે છે શું,
સાહ—વૃદ્ધ માત પિતાને તું હારે છે શું,
બાલ—ભણી વિદ્યા વગોવી વિચારે છે શું,
સુમતિ—કેમ લાકડી પડી પછાડી..............................
બા—............જોને માડી ડોળા કાઢી બીક બતાવે મને રડાવે,
સુ—લાતો પડશે ત્યારે રડશે.
બા—ઓ બારે ઓ બાપાજીરે હાય હાય મને મારીરે—આમ૦

સોંજલદે	૨૨

મારે આપણા કુળમાં ઉઠયો અંગારો, હાંહાંરે ઉઠયો અંગારો;
ધરમ કરમ ધન આબરૂ બાળી બળનારો હાંહાંરે. બાળી૦
વેશ્યા વ્યસન સંડાસમાં બુડી નવ બચનારો હાંહાંરે બુડી૦
જશે નિરંતર ઝુરતાં મ્હારો જન્મારો. હાંહાંરે મા૦

વારાંગનાઓ— ૨૩

જય જય જય કૌશામ્બી નૃપતિ, વ્યાપ્યો જશ દેશ વિદેશ;
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસેજ વિશેષ,
મ્હારાજ—શિરતાજ—
પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ;
નિતિની રીતિના ઉપર પ્રીતિ, સાહેબીમાં સુરેશ;
કંગાલને ધન માલ આપીને, કૃપાળુ કાપ્યા ક્લેશ.
આનંદમાં નીત આપની રૈયત, નમન કરે નરેશ. જય જય૦

રાજા— ૨૪

ધીક વ્યભીચારી દુનીયાદારી સર્વ વિસારી,
હાહા ! ! ! નગરશેઠ સુણી હું દિલગીર છું ભારી. ધીક૦
રાજ કાજના જુઓ કાયદા, શી એમાં સત્તા મારી;
લંપટના આગળ લાચારી—ધીક૦
પરના ખેતરનું વાવેતર કદી, આપણા ઢોર ચરે;
પરને સજા શકાય ન મારી—ધીક૦
ઝેર હળાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે;
કેનો દંડ કરે દરબારી—ધીક૦
કુળાચાર ગણિકાનો એ છે, એ નથી ઠરતી અપરાધી;
વૃધ તમે છો જુઓ વિચારી

પ્રધાન— ૨૫

કરો છો શું વિચાર, કર્યાં વગર ઉચાર;
ખુશી કરો સરકાર, વાર કરવી નહી લગાર,
નગરશેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પટાવી કોઇ પ્રકાર, જવા ઝટ કરો તૈયાર;
કરે શેઠના કરાર, નહી જુઠા થનાર.

જાણ્યો જાણ્યો પાકો તમારો પ્યાર.

આનારીઓ— ૨૬

લીલવતીએ લખી મોકલ્યોરે, કાગળ પ્રીતમ પાસ;
ચાતુર આતુર ચીત થઇરે, વરવા સદગુણી સુમતિવિલાસ;
વ્હાલા વેલા આવજો—
શરદ પુનમની પદમનીરે, ઝાંખી જોબનવતી જેમ;
દિનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ—વ્હાલા
પરણીને સરવ પ્રકારનારે, પુરણ કરશું કોડ.
રામ સીતા સરખી થશેરે, જાણે રતી રતીપતિ સમજોડ—વ્હાલા.
સગાં સ્નેહી સજ્જન પંચ સાખથી, પરણે વરવધુ સુખ અભિલાખથી
લાડો લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચીત ચતુરાઇથી.
મનડુ પ્રેમે પરસ્પર મેળવી, ભલી દુધમાં સાકર ભેળવી;
અન્યોઅન્ય ગ્રહણ કરી, હાથનું શુભ ચીંતવી નીજ સ્વામીનાથનું
સ્હાયયુત થઇ સહુ કાજમાં, પામું મંત્રીનું પદ પતિ રાજમાં;
કન્યે એવો કરાર કરી વરી, અગ્નિ ચંદ્ર સુરજને સાક્ષી કરી;
પત્નિ આ ભવ તને પાળનારરે, કરે કંથ એ કોલ કરાર.
મારા વૈભવમાં તારો ભાગરે, બીજીને તુજ બેઠે ન લાગરે;
કદી નહી અપમાન કરીશરે, તેના જામીન શ્રી જગદીશરે;
હરખે વરત્યાં છે મંગળ ચારરે, કહે કેશવ આનંદ અપારરે.

આનારીઓ— ૨૭

ચાલો ગોત્રજને પગે લાગોરે, વરના વાંસામાં પાપડ ભાંગો;
માથે મોતીનો મોડીયો ધારીરે, જમણે હાથે નામણદીવો ઝાલી
ગાતી ગાતી સૈયર સાથે ચાલીરે, મોટી હોશે વીવાહ વેવાણ મારી

કંકુ તિલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું છે મ્હોં મચકોડી,
ફુના તારાના દરશન થાયરે, જોડું અવિચળ રહેજો સદાય.

**સુગુણમંજરી—** ૨૮

વિસરી જઈશ સખીને, પતિ પ્રેમમાં પડી પૂન્યશાળી,
ધર્મ ધર્મપત્નિને, કદી વીસરવો નહીં વિનયવાળી.

**સાહેલીઓ—** ૨૯

સૈયર સુખકર સંસાર, શિયળ ભુષણ સજીએ.
એ વિણુ નીગુણા નરનાર તનમનથી તજીએ.
પર નર નારી પ્રેમ પ્રદીપમાં, પડી પતંગ સમાનરે,
સુજસ શરીર સળગાવી મુકે, કંઇક નફટ નાદાન— શિ.
અવર અખંડિત અંગ અનોપમ, નહીં મળે એક નાકરે;
શિયળ વિના એવા સદગુણ, સહુ જેમ સોમલ સંપાક,
વ્યભિચારીને સઉ સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતાં, પડીયા મ્હોટા જનને માર— શિ.
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીત કુળરે.
કુળમાં અંગારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ— શિ.
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ.

**સુમતિ—** ૩૦

ચમકી ચમકી ચતુરા કયાં ચાલી, અહીંથી ઉઠીને હાલી,
બેસો બેસો બેસો શું બ્હીવું પ્રમદા અધરામ્રત પીવું.

**લીલાવતી—** ઉંઉં હું ઉઉં હું ઉહું ઉહું.

**સુમતિ—** ..........તજ લાજ પતિ તુજ છું હું.

**લીલા...** અઘટીત અહીં, અઘટીત અહીં નહીં આચરવું.

સુમતી—..............................અહીંયાં અંતઃપુર કરવું,
લીલા—ઓ સખીઓ, ઓ સખીઓ મારી આવી,
સુમતી—...............શું સટકી જવું સમજાવી,
લીલા—અળગા રહો અળગા રહોને વળગોમાં,
સુમતી—......... ......બાળા અમથા બોલોમાં,
લીલા—એ આવી, એ આ આવી હું બાઇ,
સુમતી—...................આવી કર નહી આડાઇ,
લીલા—માજી માજી બોલાવે મ્હારાં,
સુમતી—....................નહી ચાલે નખરાં ત્હારાં;
લીલા—માં રગડો, માં રગડો મારગ મેલો,
સુમતી—........ ......છટ્ટીનો છું ઉખડેલો,
લીલા—દમ રાખો, દમ રાખો દ્વાર ઉઘાડાં.
સુમતી—...........લે આ કરી આવું આડાં,
લીલા—સલુણા સલુણા મુજને સપડાવી, પણ નાસું નજર ચુકાવી,
સુમતી—ઠગણી ઠગણી ઠગીને શું નાસે,
લીલા—......................મુકો મસ્કરીઓ ચાશે.
સુમતી— ૩૧

આ મુગ્ધાની દુગ્ધા માત પીતાએ મુજને વળગાડી;
માન્યું કહ્યું ન મારૂ, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવાના, વ્હાલી વેસ્યાના સોગન ખાધા;—
મ્હોટી ભુલ કરી રડું, હવે ફરી બોલાવાની બાધા.—

આનારીઓ— ૩૨

પરણી નવશા કૌશમ્બીએ પધારીયા, વાજાં વાગે જેવાને રહયા,
સાહેલડી લાડો દામેણી લાગ્યો લાડણો.

ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાંખ્ય છે નાણું તોડી સા.
રથમાં વરવહુને ચમર વિંઝાય છે, દીસે ડાહ્યા સેંજપદેના જાયા સા.
જગલાડી વરવહુનું જોડુ જોઇને, બેઠી ગોખે ઉંડા નિસાસા નાખે.સા.
મો—લાલ સાહેબને સમજાવે સાનમાં, લલચાવે ને મોતીડે વધાવે;
  સાહેલડી શેઠની ફજેતીના ફાગડા.
આ-મોટું મ્હાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી નૃપ પ્રેરી.સા.

# અંક બીજો.

**સુમતીવિલાસ—** ૩૩

હું આની સાથે શું કરૂં, વળગ્યું વેંગ આ ખરેખરૂં;
મનની મેલી મળી, તરછોડીને ટળી, જઉછું બળી, ઉંઘમાં ભળી,
હશે શીંગમાથી સળી, અહીં હવે નહીં ઠરૂં;
તજી ખાનપાન વાટ જોતી, હશે જીવ જાન;
જાઉં ઝટ એના જાન, સાથે મ્હેં જડયા છે જાન;
નડતી પડતી રડતી છોડું છું હવે છળી—તરછોડી.

**લીલાવતી—** ૩૪

પ્રાણુપતિ પ્રાણુપતિ પ્રાણુપતિરે, અહીં નથી અહીં નથી અહીં નથીરે;
અરે અહીં એકલી મુકીને મને આમ, અચાનક ઉઠી કંથ કયાં ગયા તમે
સ્વામી પે'લા સમાગમે આતેશું કરયું,સાંભળેલુ મેં જે હતું તે સાચુ ઠરયું
ખચિત પિયુજી ઉંઘતી જાણી ખસ્યા,આશરે જાણું છું દેસ્યાઆવાસે વસ્યા.

**લીલાવતી—** ૩૫

પ્રિય પતિ તમે ઝટ આવો આ સમે;
આપ વિના વિરહ વન્હિ શી રીતે સમે.

વેશ્યા વ્હાલી હતી પતી તો ન'તી પરણેલી નાર,
નિંદા સુજને નામ ન આવે આપ વગર આ ઠાર;
આભુષણુ અંબર ભીંજાવ્યાં કરતાં અશરૂપાત.
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત.
મને ભાસકી સરખુ ભાસે, શયન ભુવન ભરથાર,
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આચાર;
કનક વલય કરકડી બરાબર, વર વીણ કેદી વેશ;
આ આંજેલી આંખે લાગે, મરચાં સરખી મેશ—
નંગ જડેલી નવીન કંચુકી, બંધન સરખી બાંધ.
બહુ દુઃખ દે છે કામ દરોગો, હવે કરૂં શું હાય—
અલંકાર ધખતા અંગારા મણીધર ફુલની માળ,
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ જવાળ—
કસ્તુરી કંકુને કેસર, રસિયા તુજવિણ રાખ;
પતિ વિણ કોણ કરે, પરિપુરણ અંતરના અભિલાખ—પ્રિય૦

કપટકળા— ૩૬

આમ શું કરે છે આલી રજતો ધીરજ ધર;
ધર ધર ધર ચીવર કર નજર નિરખ વર હરખ ભર;
મીલાવ કર કર—
સ્મર જવર હર સુખ કર ધનવંતર, ભરજોબન બેઠી સુંદરવર;
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સરખી કર કર—આ.

સુમાત— ૩૭

મોહી રહીછું મંદ હાસ્યમાં રસિલી તારા—મોહી૦
એકરાત્રી રહો નહીપરણી ગૃહિણી પાસે,એકલી મુકી આવ્યો આવાસમાં
આપણે બે ભોગવીએ ભોગ એના મૈયર જવાની એક આસમાં. રસી.

કામની તમે કર્યું કાંઇ મને કામણ,પકડી જકડી પાડયો પ્રેમપાસમાં.રસી.
તુજ થકી અધિક કોઇ વિશ્વ નથી વ્હાલું,પ્રતિજ્ઞા કરૂં છું પ્રકાશમાં રસી.
ગણુજને વ્યાપાર વ્હાલી ધર્મ કર્મ શર્મ તજી,ગાળવીછેવય બધીવિલાસમાં

લીલાવતી— ૩૮

નાથથી નિરાશ થઇ, મુંઝાઇ હું મરૂં—
લાલથી નથી હું લડી, પ્રાણ વિના લાશ પડી;
મદન ગીધ ચાંચ ચડી, હાય શું કરૂં—
વ્હાલા વ્યભીચારી થયા, ઉંઘતી મુકીને ગયા;
એક રાંડ રાખી રહ્યા, ઠામ કર્યા દૂરૂં—

ગુણુ— ૩૯

અરે આવડાં શું અકળાયરે એની સઉ સારૂં થશે;
મારા સમ જો મન મુંઝાયરે—
રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઇ કરમાઇ;
મ્લાન દેખીને મુખડુ તારૂં, મને થાએ કાંઇ કાંઇ.

લીલા—કરી નાવલે નાદાની, જશે કેમ જીંદગાની—અરે
ગુણુ—સાસન દેવના સ્હાયથી, તારો સુધરશે સંસાર;
સાચું પતિવ્રત પાળતાં, તારે વશ થશે ભરથાર.
લીલા—મારી છેડા છેડી બાંધી, કરી પુરી આ ઉપાધી—અરે.

લીલાવતી— ૪૦

સખી પરભવ પાપ અમાપ કરી હુંતો અવતરી,
મને ત્રિશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી;
હશે ભરડયાં સજીવન ધાન અણુગળ પાણી વાવર્યા,
કર્યું મુનિવરનું અપમાન ધરમાદાનાં ધન હર્યાં,
દીધી વિદ્યા ગુરૂજીને ગાળ લેઇ મત ભાગીયા.

તોડી નાંખી તળાવની પાળ તેના પાપ લાગીયાં;
કાંતો પુન્યની ફોડેલ પર્વં, કે જાન લુટી હશે.
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂં શું થશે.
થઇ પાપી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીયાં.
મુકી અળગો શ્રાવકનો આચાર, મીથ્યાત્વીને માનીયાં;
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી
દોરી દીન જનને દરબાર, દંડે કરીઆં દુઃખી;
આવાં પાતીક મ્હેં તો અપાર, કરયાં હશે પુરવે.
વેસ્યા સંગી મળ્યો ભરથાર, અરે મને આ ભવે.

સુગુણ— ૪૧

શ્રી જીન દરશન કરવા જઇએ, કાંઇ ફીકર ન કાંઇ;
લીલા—ઉઠોને આદિશ્વર મંદીર, આંગી છે સુખદાઇ;
જીન ગુણ ગાઇ કરીએ પુન્ય કમાઇ— જી.

લીલાવતી— ૪૨

સુણ સાહેલી કરવું શું હવે, શાથી જન્મારો જશે.
સુગુણ—તારા શીયળ પ્રભાવથી, એની સ્વામી તુજ સારો થશે.
વ્હાલે વાંક વિના વિસારી, નળની જે દવદંતીનારી.
પાછી તે પતિએ સ્વીકારી, તેમ એ તારો થશે;

સહાકુળ— ૪૩

ગભરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે,
લંપટ પુત્ર પાકયોરે, હું તો એનાથી થાકયોરે.
મોટું છે ઘર મારૂં, સાસરીયું એનું સારૂં;
ઘણી સમજણી વહુ છે, તનય તણીરે ગભ૦
ગયો લોક લાજેરે આણું કરવા કાજેરે;

મુજને બહુ બનાવી, વહુને નહી વળાવી;
શરમાયો વહુની સખીનાં વચન સુણીરે— ગભ૦
વરસને મહીનારે વીતી ગયા કહીનારે,
હવે ફરી હું જઇને, કાંઇક દિલાસો દઇને;
લીલાવતીને લઇને આવું ઘર ભણીરે— ગભ૦

સુભગા— ૪૪
દુ:ખી તું દીકરી મારી, સુગી સમ સાસરી તારી;
પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઇ.

લીલા—સુળી સાસરીયા તણી, સહન કરી સુખદાઇ;
સુગુણ—ગુરૂ શીક્ષા સુણી સારી, બધી દીલમાં લીધી ધારી,
લીલા—અછતાં આવે આળ અહી, કરો વૃદ્ધ વિચાર;
સસરા પુજ્ય પીતા સમા, આવ્યા બીજીવાર,
સોમદત—અરે વર છે વ્યભીચારી, એથી દુ:ખ ઉપજે ભારી;

સદા— ૪૫
સુકુળ વધુ તમે સાંભળો દુ:ખીયા સસરાની વાતજી;
જો મન ચાય તો માનજો, ભાખું છું ભલી ભાતજી;
ઉંડુરે હ્રદયમાં આલોચજો ( એ ટેક ).
ભણતાં ભણતાં ભણાય છે લખતાં ગ્રંથ લખાયજી;
મ્હેલ ઝરૂખાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી. ઉંડુ૦—
ડગલે ડગલે ડુંગરો, ચડતાં ચડતાં ચઢાયજી;
સાગર સમ સરોવર તણા, ટીપે ટીપે ભરાયજી. ઉંડુ૦—
ઉદ્યમ કરતાં આળસ તજી, દુ:ખ દારિદ્ર જાયજી;
એમ ઉપાય આરંભતાં, સર્વ કાર્ય સધાયજી. ઉંડુ૦—
એથી આવી ઘેર આપણે, કરશો કાંઇ ઉપાયજી;
ધરમ પસાય થકી થશે, સાસન દેવતા સહાયજી. ઉંડુ૦—

સખીઓ— ૪૬

મ્હારી લાયક લીલાવતી બ્હેન ભલે સાસરે સીધારોરે,
યુક્તિ પ્રયુક્તિથી પતિવ્રત પ્રભાવ સ્વામીને સુધારોરે;
બ્રાહ્મી ચંદનબાળાને શીવા સુલશા સુભદ્રા શાસ્ત્રીરે,
પ્રભાવતી પદ્માવતી શીળવતી સીતા કૌશલ્યા વખાણીરે,
પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રોપતી રાજુલ દવદંતીરે,
સતીના ચરિત્ર સુણી સુપવિત્ર ગુણ ગ્રહી ગુણવંતીરે;
નિત્ય પ્રણમીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારી,
પછી સારીયે સાસરીયાની સેવરે, વિનય ધર્મ ધારીરે;
સખી પુરેપુરો પ્રથમથી વીચાર કરી, કાર્ય કાંઇ કરીએરે,
શીખ સાસરવાસમાં વીરા, કૈશરની લેઇને વિચરીએરે.

લીલાવતી— ( સ્વગત ) ૪૭

રે કર્યો વેશ્યાએ કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા બાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.
આ જોબન રસ ઝલકાય, વસુ વનમાંય લાલવિણ લાય ઉઠે એ અંગે,
શી યુક્તિ કરતાં મળું સજ્જણા સંગે.
શું કરૂં સુઝે નહી કાંઇ ઘણી ગભરાઇ, મરૂં વિષ ખાઇ, પિયુજીપાખે
નિધણીયાતીના ઉપર નજર સઉ નાખે.
મંગાવુ મહીશી ચાર, જોઇ શ્રીકાર અરે આવાર કહી સસરાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.

લાલબા— ૪૮

કરી વેશ્યાની યારી બેઠા અટારી પેલા તમારા પ્રાણ,
જાઓ થાઓ સધયારી, ભાભી અમારી, બેઠા અટારી—પેલા૦
વીંછીનો આંકડો, વેશ્યા છે વસમી, જોજો ન થાઓ જાણ,

જાણુશે તો ઝેર આણુશે ઝાઝુ, કરશે રાંડ રોકાણુ;
જુઓ જળની ઝારી, હાથમાં ધારી— બેઠા૦

**લીલાવતી—** ૪૯

અવર મદન અલબેલો, આતો દીસે અવર મદન અલબેલો—આ.
શરદપુનમના સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો—આ૦
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જોઉં ઝરૂખે ઝુકેલો—આ૦
હું નિરભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો—આ૦
ધન ગણિકા ધરણીતલ તુજને, પ્રિય કર્યો મમ પરણેલો—આ૦
ચંદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ૦
વ્યભિચારી વેશે નહી જાણે, મમ છળ છેલ છબીલો—આ૦

**સાહેલીઓ—** ૫૦

ગરબો.

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવેરે,
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણુથી ઉભય સુકુળ અજવાળીએરે. ( ટેક )
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ;
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવુંરે,
પતિવિણુ પતિના પણ સહમિત્રોની સંગાથ—એવા૦
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે ભાત કે તાત;
સજની ભ્રષ્ટ થવું નહિ, સુધરી સદ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત—એવા૦

કુષ્ટી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાય;
મતિહીણુ પતિત પતિ મળે, એ સતીને સુરરાય;
જોડી પગ અંગુઠે, દ્રષ્ટિ આાધું ઓઢીએરે,
સુખકર સાચવીએ સહુ સાથે સંપ સદાય—એવા૦
ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કાલન બ્હેન કરવો નહી, વડિલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક, ચતુરા નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણ અંતર યાદ—એવા૦

લીલાવતી— ૫૧

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી લેવું મહી લેવું,
લ્યો કૌશામ્બી નરનારીરે, મીઠડું મહી લેવું મહી લેવું.

સુમતી— ૫૨

આ ભરવાડણી અજબ અપાર અજબ અપાર, દીઠી—આ૦
રંભા થકી પણ અધિક રૂપાળી, કે ઉમીયા અવતાર;
શેષ સમા શીશ કેશ સુશોભિત, શશીવદની સુખકાર,
શુક સમ નાકે નથની થરકે, અરૂણ અધર નિરધાર;
ચંપકવરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર—આ૦
કેસરી સરખો લંક કટીનો, તુંબ નિતંબ આકાર—
અંગ અનોપમ કાંબળ ઓઢી, કોકિલ કંઠ ઉચાર—

લીલાવતી— ૫૩

અમૃત સરખું સુખકારી, મીઠડું મહી લેવું મહી લેવું.
લ્યો કૌશામ્બી નરનારીરે મીઠડું—

સુમતિ—મારે મહી લેવું મહી લેવું.
આપોને મટકી ઉતારીરે, મ્હારે મૈયારી મોહનમારીરે—મ્હારે.

ચટપટ ઘુંઘટ પટ ખોલોરે, મ્હારે મહી મુલડાં બરાબર બોલોરે મ્હા.

મૈયારી— ૫૪

મેતાજીરે શું મહી મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું;
મળશે નહીરે હહી દુનિઆમાં આવું, સમજુને શું સમઝવું.
જુગતીથી રોજ જમાવું, લ્યો લાલન શું લલચાવું.
આધા ફેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું; સ.

સુ—મહી મીઠુંરે મ્હેં ચાખ્યું મહિયારી, તુ ગામ કયે વસનારી;
ભ્રગુટીમાંરે જુરકી ભાસે ભારી, કહો નામ તમારૂ નારી;
વળી કોણ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી;
કે' તુજ કુળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી;

લી—રંગીલારે મારી જાત રબારી, હું રાજપુરે રહેનારી;
હનવો છે રે મમ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી;
તમો વણીક વડા વેપારી, પુછી કુળ જાત અમારી;
શું વાત વિવાહની વીચારી, મનમોહનરે હું નવ પરણીત નારી;

સુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા

લી—નવ સમજુરે હું ભોળી નવ લેર, મહીષી દુઝે મમ ઘેર;
મોંઘું છે ગોરસ મારૂં, વડી વાત બને નહી વારૂ;
નથી લીધું કાંઇ તમારૂં, હું જઉં છુંરે અતિ રતિપતિથી રૂપાળા;

સુ—શા માટેરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોળે,

લી—અણુઘટતારે ઘાટ તમે ઘડશોમાં, આધા રહોને અડશોમાં;

સુ—હું આધીછું અલબેલીરે, તજ તું ગભરામણ ઘેલી;
મહી મુલ કહો મન મેલી, દીલ હરણીરે શું હવે ડા'પણ ડહોળો મ.

લી—રંગરસિયારે દુરીજનથી મન ડરીએ, કહી ભાવ ખરા શું કરીએ,

સુ—(સ્વગત)ગજગમનીરે મુજથી નજર મીલાવે, નખરેથી નયન નચાવે.

કુમ કુમનો ચંદ્ર કપાળે, તલ ગૌર ગુલાબી ગાલે,
ચમકાવે ચીતડું ચાળે, વશ કરવારે તસ વચને અનુસરીએ;
દીલમાં દુરીજનથી ન ડરીએ.
લી—વાલાજીરે શી મન વાત વિચારો, મુજને વઢશે ધણી મારો;
મારગડો મુકોને મન ગમતા, સુંદર રાખુછું સમતા;
ઠીક છો અબળા ઠગનારા, કરો આંખ તણા અણુસારા;
મેં જાણ્યા વિચાર તમારા, ધારો છો તે સ્વાર્થ નથી સરનારો.
સુમતિ— ૫૫
કામણગારી નારી, કે'ને મને વાત તારીરે;
છેલ છબીલી છબી ફાંકડી, આ દીસે અદભુત;
ગુણ હીણો ગામડીઓ હુંતો, એનો ભમતો ભુત—ડા.
ચતુર વિચક્ષણ તું ચતુરાને, ધણી મુરખ સરદાર;
ચંપકવરણી કેમ ચાલે છે, ગમારથી ઘરબાર.
લી—ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે;
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ,
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ—ડા.
નીરલજ નીચ જગતની નારી, આ ગણિકા ગુણહીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીઆ, પુરણ થઇ પ્રવીણ—ડા.
સુમતિ—મધુર વચનથી કરે હરણ, મન સુંદર રસિક શરીર;
કોક કળામાં પૂર્ણ કુશળતા..............................
લી—...........................................હરે પુરૂષનું હીર;
ભલે લાલ તમાચો મારી મુખડું લાલ રાખોરે;
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, વદો બરાબર વાત;

સુમતિ— ૫૬

તાબે થયેલું સલુણી તમારા.................................
મે—.......................................મ્હોર આપો મનમોહન મારા
સુ—નાહક આહક નવ ભડકાવો, સત્ય વિચાર સલુણી જણાવો;
મૈ—કૃપણુતા શેઠ તમારે તો કરવી, વા'લી વેસ્યા તણી હોજરી ભરવી;
દામ વીના દહાડો કર્યા થકી વળશે, માલ વેસ્યા મુખડી સમ મળશે.
વેધક વચન વદો શું વિચારી.................................
સુમતિ—.....................શી મરજી છે સલુણી તમારી;
મૈ—આળ કશો નહી વેસ્યા વે'મારો, મુકોને હાથ મારો મરડાશે.
હું તો અહી નહી આવું હવેથી, ફાંકડે રાવ શી ફોક ફજેતી;
સુ–મ્હોર આપી લેઉં માલ તમારો, નીત્ય એ વખતનો બાંધીયે વારો;

મૈયારી— ૫૭

રીસકણા રીસકણા રીસકણા રીસકણા
એમ જાળ પકડી લાલ, અવળી ચાલ, ચલવો હાલ;
આ મડદાલ વચમાં સાલ બગડે તાલ કરીએ ખ્યાલ;
મુકીને ખલક ખાળ માનસર આ મરાળ રંગે રમોને રસાળ.
સુમતિ—અટકાવે લટકાવે શરમાવે ભરમાવે તરસાવે દરસાવે વ્હાલ.

મૈયારી— ૫૮

પ્રીતમ આ પ્રણામ છે ?
સુમતી— હા હા હા હા.
મૈયારી—ડાકણનું દબાણુ છે ?
સુમતી—ના ના ના ના.
મૈયારી–ઢાળી પાડી ભોળી એમપ્રમોદથી વ્હાલો મારો આ વેચાણુ છે.
સુમતી—હા હા હા હા.
નરક કુંડથી નીકળી, પડું અમ્રતરસ ખાણુ.

બ્રહ્મચારી—જીવ જીવન સજીવન થવું, ભેરે પદમણી ભાણું.
સુમતી—કરવું સમરપણુ સર્વ પરસ્પર.
બ્રહ્મચારી—પ્રિય શું ? પ્રથમની પીછાણુ છે.
સુમતી—હા હા હા હા.
બ્રહ્મચારી— ૬૦

ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ,
મીઠું તું મનાવી ફંદામાં ફસાવી, પ્રપંચે પટાવી ખેલાવીને ખેલ.
અડાવી ચોળાવી ઉડાવી, બનાવી પઇસા પડાવી છળાવી છટેલ.
હરામી સ્વામી જે હઇયા ફુટેલ, વ્હાલાને મુકીને વંઠી ગએલ;
તરૂણી તજાવી, તેં છેડો વળાવી, રંડા તેં રડાવી મરાવી નાંખેલ.
કામ— ૬૧

ઉઠય ઉઠય અલી જાને તારે ઘેર, ધુતારી ધુતવાને આવીરે;
કયા ભવનું વાળે છે તું આ વેર, ધુતારી ધુતવાને આવીરે.
છેલ છબીલાને છેતરી છીનાળ.ધુ,તારં કાળું કર આવ્યો તારો કાળ.ધુ.
બોલી મીઠાંમીઠાં કપટ વચન.ધુ. કરે મલીન મહેતાજી તણું મન. ધુ.
તારૂં પોગળ થયું બધુ પ્રકાશ ધુ. હવે આવીશ નહીં મારે આવાસ.ધુ.
બ્રહ્મચારી—રાંડ આવીશ રસિક કને રોજ, નફટ ફટ ફટ તનેરે.
તારા મમત ઉપર માણું મોજ, નફટ ફટ ફટ તનેરે;
તારી ખોટી છે પીતળ જેવી પ્રીત, ન,તું તો માટી નવાનવા કરે નીત ન.
રમે તમારાથી જે પુરૂષ જાર,ન. એતો જગતનું એંઠું જમનાર ન.
તારી ખચિત ખલક ખુંદે ખાટ ન. તારૂં તન તેતો કુતરાની ચાટ ન.
તને અડતાં મનુષ્ય અભડાય ન. તારા સંગથી નરકે નર જાય. ન.
કામ— ૬૨

કાંઇ દાળમાં કાળુ મને દેખાય, ધુ. આતો માટી તારા કમણીશું થાય.ધુ.

એ-મારૂં ફોડી નાંખજે તું હઇયા ફુટ ન.હાહામારા આમાંટીછેમાથું કુટન.
કામ—ભુંડી રાંડ નિચ જાત ભરવાડ, ધુતારી ધમકાવે મનેરે;
અહીંયો તારી મહિ મટકી ઉપાડ—ધુ.
સુમતી—બસ બસ રાંડ ઝાઝું નહી બોલ, આધીરે તારૂં આવી બન્યુરે
તેં તો હાથે કરી ખોયો તારો તોલ—આ૦
સુમતી— ૬૨
માઠું લગાડોતો મારાસમછે સલુણીરે,નથી આનફટમાં બેઅદામનીગુણીરે
વચમાંબોલાવ્યા વીણ બોલી વઢકારીરે,નીચમાંનિચવેશ્યાનિર્લજનઠારીરે
બ્રહ્મચારી— ૬૩
મહી બહુ વેચાય, અહીં નહીં આવાય અપમાન થાય;
મ્હોરો સદાય કયાંથી અપાય, નીચ આધીન નગીના.
સુમતી—આમ ચતુર નાર કરી પુર્ણ પ્યાર ડર નવ લગાર;
નિત્ય આવ્ય દ્વાર, લે મુક્તહાર, વળી આપીશ દાગીના.
સુમતી— ૬૪
આજ રંગમાં રસિલીપ્યારીરાતરહો,વીસમહોર કાલને પ્રભાતે લહો.આ.
કટુક વચન કુલટા નહીં બોલે, આટલું સલુણી સુજાત સહો. આ.
બ્રહ્મચારી— ૬૫
નગીનારે નેહ નજર કરી આજ,
અહનિશ હું આધીન અલબેલા, પણ નડવાની પીડાજ.
સુમતી—રે ગણિકાને હું નહી માંડુ, મનથી કરે છો મિજાજ;
રસિલીરે, રાત રહો અહીં આજ;
લે આ વચન તન મન ધન તારૂં, નથી એ કરકસાનું કાજ.
અ—હું પણ કોલ કરાર કરૂં પતિ, આવીશ નીત અહીં આજ.ન.
હુંરે ભરવાડણ સરજી, પૂરવ પુન્ય ફળ્યાંજ—ન.

# અંક ૩ જો.

કામ ૬૬

કરમતણી કથનીરે કયાં જઇને કરૂં,દીલડામાં સળગે દાવાનળ દુઃખજો
ભરવાડણુ વેરણુના ભંભેર્યા થકા, શેઠ જુએ નહિ સ્નેહે મમ સન્મુખજો
મોજમઝા માણે છે મારા દેખતાં, લાજ ન આવે નિર્લજને લવલેશજો.
અહનિશ એ બેજણુરેછે આનંદમાં,કલેશ વિશેષ મને ઉપજેહમેશજો ક.
છેદે છે મહિયારી મારો છાંયડો, કર્યો કંથ વશ કરૂં હવે હું કેમજો
બહુ બોલુતો સાડાબાર વરસ તણો,તુટી જાયતરત પ્રિતમથી પ્રેમજો.ક.

અઇયારી— ૬૬

અમૃત સરખુ સુખકારીરે, હ્યો મનમોહન મહી લાવી.
કા—આ હઇયા શગડી આવીરે, કામણુ દુંમણુ કાંક કરે.
બદફેલી કરતાં ફાવીરે કામણુ.

કપટ— ૬૮

હજુએ નવ આવતી અટકી.
કામ—કેમ કરૂં જશે કાળજું ફટકી નથી હઠતી પટકી મટકી—હજુ.
કપટ—હાય નયણુ રજકણુ સમ ખટકી.......................
કામ—...............................છેલ જશે છટકી ગટકી.

અઇયારી— ૬૯

અમૃત સરખુ સુખકારીરે, હ્યો મનમોહન મહી લાવી;
બળે મનમાં વેરણુ મારીરે, હ્યો.
સુમતી—દુજ દહી અધિકું ગુણુકારીરે, આવો મહિયારી મારી.
જમ સહુ રહેશે જખમારીરે—આવો.
અઇયારી—મહિયારી મંત્ર ઉચારીરે, મારૂં આકર્ષણુ કરવું;
બહબકતી આ બિચારીરે, એક દીન આદરશે મરવુંરે;

ક—ઉભી શું હર્ડયા ફુટીરે, લીધી તુજ લખમી લુટી;
કા—ખાલી થઇ મારી ખુંટીરે. શું કરવું માથું ફુટી.
ફટકણુ ફાટી તું ઝાઝીરે, લોક થકી પણુ નવ લાજી;
બધી હાથ કરી તેં બાજીરે, કર મહેતાજીને રાજી.
મ—મીઠડા લ્યોને મહી મીઠું રે, કાળજડું ઠંડુ થાશે;
આતો નથી અવર અજીઠુરે. કાળજડું.

સુમતી— ૭૦
મલપતિ તલપતી રતીમતીરે રંની આકૃતી રતી નથી તું વિસરતી રતી
નવલવધુ આરપાર હ્રદયમાં ઉતારી,સજળ ચપળ ચક્ષુ બરછી ચમકતીરે
મ—મીઠાં મીઠાં વચન આમ મરમાં ઉચારી;
ધાર્યું છે શું ? ક્યા સુધી ધર ધ્રતીરે,કાંક મોહની કરી મને રતિપતિ
સુ—સુખદાયક મમ લાયક લલના, જન્મીશું આહેર જાતીમાં જતીરે.
મ—અવળ કામ કરે વીધી કહેવુ શું વધારે,
સુ—સલુણા આપ યોગ્ય આ હતીરે, રાખ્ય રાખીને રહ્યા તમે રતિપતિ
સુ—મધુરી તું રાધિકા સમાન મેણાં મારમાં.
મ—કૃષ્ણુ જેવી આપ નવ કરો કૃતિરે,રમે આંખમાં સાપોલીયા રતિપતિ
કપ—છટકતી છીનાળ છાલ કેમ છોડતી નથી;
કા—જાને અલીજાને કહુંછું જતીરે, કેમ આવતી હજુ નથી તું અટકતી
સુ—રમક ઝુમક કરતી નીત્ય આવશે રસીલી મીઠડુ મહીવેચુ મુખઉચ્ચરતી
મ—પ્રેમ પોથી પઢી પ્રવીણુ પ્રાણુજીવન પાસે;
સુ—ગણિકા ગમારમાં નથી ગતીરે.

કામસેના— ૭૧
મુજને ભીખ માગતી તેંજ કરી, તેંજ કરી ધન માલ મતા હરી
દીલડામાં નવ લેશ ડરી— મુ—
ના કહેતાં નિતનિત ધર આવે, જા તુજને નથી શરમ જરી. મુ—
કામ નથી ઘરમાં તમ કેર, આ હું સત્ય વચન ઉચરી. મુ—

નફટી થઇ કદી પણ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ. ફરી સુ—
આજ થકી કરો અદીઠ તમારૂં હું ખોટી આ રાંડ ખરી સુ—

મઇયારી— ૭૨

પ્રાણજીવન પુંઠે પુંઠે પધારો, અહીં છે એકાંત આવાસ અમારો;
કામક્રીડા પાત અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો;
સુ—તું જોબન મદમાતી મઇયારી, મેં નિરખી તુજ નિપુણતા નારી;
છાની રાખું તને હેલ છબીલા, જાણીએ છે બધી જારી વિજારી;
મ—ચાયરી લાલ જવાદો તમારી, હું ગણિકા થકી નથીરે નઠારી;
સુ—જાણુ કરીને જગતમાં શું કારણ, હું મધુકર તું તો માલતી મારી

મઇયારી— ૭૩

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે.
શાને માટે આપે સગાં વહાલાંને વિસાર્યાંરે;
ક્યાં છે માત પીતાજી તમારાં ક્યાં છે સજ્જન કુટુંબરે,
ક્યાંછે ક્યાંછે ક્યાંછેરે સંબંધતમારો સાચુબોલો અમારારે.મા.

સુમતી—પવિત્ર પુન્યાત્મા છે માવીત્ર અમારારે,
વેશ્યાની સોબતે તજ્યા વગર વિચારેરે;
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે.
વનિતા વનિતા વનિતારે અનુપ આકૃતિ એની તારે અનુસારેરે.

લીલાવતી— ૭૪

મારી સહચર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી;
આપને ઘટે કરવું ન આવું, કહોતો એહને અહીંયાં બોલાવું.
સુ—સુતો સર્પ જગાડીએ શાથી, અતિ અડચણ થાય એમાંથી;
તું છે સર્વ સખદાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી
નિત્ય ભાવના ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું;
બન્યું છે મન આપણુ બેનું અહીં શું છે પ્રયોજન એનું;

અ—આવું કરીએ નહી મન કાચું, સાંભળોને કહું સાચેસાચું
પ્રિય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ;
ચઢી ચોરીએ હાથ દબાવ્યો, નખ દેઈને નેહ જણાવ્યો;
તમ સાથે હીંચોળામાં હીંચી, ખસીયાણી પાડી ચીર ખીંચી;
લાગે આટલું તમને અધુર, હજી બીજી નીશાનીઓ પુર;
મને અરધીએ એકલી મુકી, ગયા ચતુર પતિ બધું ચુકી.
સુ—થઈ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી કોડ દીવાળી;
પ્યારી તારો છે પુરણ પ્રેમ, આવી પહેલું કહ્યું નહિ કેમ;
કર્યો કેમ મહીયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ.
અ—કહું તો જાણ્યું રસીક રીસાળ, પાસે વેશ્યા વિષય વિષ જ્વાલ;
એથી મહીયારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને;
સુ—સત્ય વાત સકળ પ્રિયા તારી, મારી અક્કલ ગઈ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી;
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધિક સાબાશી શી આપું.

**લીલાવતી—** ૭૫

મનહર મળતાં મેં મન ગમતું, સરવે સુખડું મળ્યું;
જગતમાં જોતાં સ્વામી સમાગમ, સમ સુખ અવર ન જાણ્યું;ટેક
જીન વચન સુધારસ ચીત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું.
પ્રિયા માત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો;
સંસાર તણો ચલાવો લાગો.

**કામસેના—** ૭૬

પ્રીતિ પાલરની કરનાર સરવે સુરખના સરદાર,
નીતિ નિપુણ ગણે નાદાર, પીડા પામે અપરંપાર;
જેની સાથે જવ તલ બાળી માત પીતા પરણાવ.

તેને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે પ્રીતિ.
પાત્ત સુખ પકવાન સરીખું, તૃપ્ત થયા નહી તેથી.
ગણિકા ગમન વમન સમ ગણવું, અરે થશે શું એથી પ્રીતિ:
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
શ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે.

સોંજલદે— ૭૭

શીયળ સાચવ્યું તેં પ્રિયા સુતની, વધો વેલ તારા થકી કુળની;
વધુ શું વદું ગુણ તારા વધુ, તને ધન્ય છે સુખ આપ્યું બધું;
અચળ તારૂં રહેજો સુહાસણપણું, સદા સુખમાં જીવજો તું ઘણું;
કુળા કેળવી લાવી તુ કંથને, થજો પૂન્યશાળી સુપુત્રો તને.

સુગુણમંજરી— ૭૮

સુખી થજો દેશી સજન સમાજ, ધર્મ પત્નિ તું ધર્મ કવચ ધરી;
અપરાજીત થઇ આજ— સુ૦
દંપતી આ દ્રષ્ટાંત ત્રિલોકી સુધરોને સુખ કાજ. સુ૦

સઘળા— ૭૯

નાટક નવિન રસાળ રસિક રચ્યું, નાટક નવિન રસાળ;
વહી ગયેલા નિજ વાલમને, પકડી પ્રેમની જાળ;
વેશ્યા ઘરથી નિજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ—રસિક૦
**લીલાવતી**—સમ શીયળવતી સતી માનુની ગુણ મણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરજો, પ્રણમી જગ પ્રતિપાળ રસિક૦
**અણુહીલપુર પાટણનો** વતની રાજનગર રહું હાલ;
**જૈનશાળામાં જૈન અધ્યાપક**, શિવસુત **કેશવલાલ** રસિક.

| | |
|---|---|
| **અમદાવાદ.** | **કેશવલાલ શીવરામ** |
| **ઘર નંબર ૭૮૨ હાજાપટેલની પોળ** | **અધ્યાપક.** |